વિદ્યાપીઠ ગ્રંથાલય અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૨૧૩૧

(૧)

રણ તો રસિયાનું રસિયાનું
નહિ અધકચરા કાયરનું;

ધર્યું કદમ શું હઠશે પાછું, શિર જાવાનું જાતું;
નભમંડળ છો આખું ફરતું, ધ્રુવપદ અવિચળ તપતું. રણ.

જન્મ્યું તે જાવાનું નિશ્ચે, કોણ અમર થઇ રહેશે?
સુકૃત શૌર્ય સદા ઝગઝગશે, કવિ જય ગાથા ગુંથશે. રણ.

રોગગ્રસિત થઇ પામર પેઠે, ઘરખૂણે શું મરવું?
કિસ્મત ક્યાંથી રણમેદાને, વીર ગતિ સંચરવું. રણ.

જીવતાં 'મુક્તિ' મરતાં 'મુક્તિ,' ઉભય રીતે છે 'મુક્તિ,'
દેવોને પણ દુર્લભ એવી, ધર્મયુદ્ધની સંધિ. રણ.

રંગ ચઢ્યો પૂરો તે આવો, અધકચરા દૂર ભાગો;
આગળ વસમી વાટે નહિ તો, નાક કપાવી જાશો. રણ.

યોગી આવો ત્યાગી આવો, આવો રણરસિયાઓ;
શંખનાદ સંભળાવો શૂરનો, લ્યો મુક્તિનો લ્હાવો. રણ

(૨)

હામ મુકયે શું થાયે ?
અધવચ હામ મુકયે શું થાયે ?

વિલે મુખે પાછા ફરવું કે તરી જવું તે પારે,
ઠામ નહિ કેં પગ ટેકવવા મળે અહીં મઝધારે. અધવચ-

ઉંડા જળમાં ઉતર્યો પાંઉલાં શોચ ઘટે શતવારે;
પડયા પછી પાછળ શું જોવું ધપવું ગમ ભરોસે. અધવચ-

જયતરણીએ રત્નેપરે સંગે ધસવુ રહેલું;
પણ પ્રત્યાઘાતે એકાકી ટકી રહેવુ વીરનું. અધવચ-

વળતાં પાણીથી શીદ હઠીએ નિશ્ચય પાછળ ભરતી,
લંગર નાખી આજ ટકયા તો ગતિ અનુકૂળ વળતી. અધવચ-

નિશા-નિરાશા ટળશે કાળી, ઉજળી ઉષા ઉગશે;
આજ ડુબ્યો સવિતા તે શું નહિ કાલ પ્રભાતે ઉગશે' અધવચ



(૩)

૧૨૧૩૧

પ્રભુ વીર—ધર્મ થકી રીઝે.

ખુદા ખુદ શહીદોનો* પૂજે.

સ્વતંત્રતારૂપ સુંદર સલુણી, સહુના મનડાં હરે,
પણ ઇચ્છાવરની એ કન્યા, વીરના દેવી વરે. પ્રભુ

સત્ય, ધર્મ, ને ત્યાગ, તપસ્યા, ક્ષમા, શૌર્યની ક્રાંતિ,
વીર-ધર્મનું મંદિર મનહર, જહીં ગવાયે દીપ્તિ. પ્રભુ.

સ્વલ્પ અંશ પણ એહ ધર્મનો, બંધન બેડી પિગાળે,
યુગ યુગના કલિમલના પુંજ, 'હોમાગ્ની'માંહી પ્રજાળે. પ્રભુ.

પડ્યું ખવાયું જેક છતાંયે, કમાલ શી કયામતની?
પૌરૂષ પીx નવ-તુર્કી ઉઠ્યું તો, યારી હિમ્મતની. પ્રભુ

કોમ કોમના હિતની બુંદી અખંડ તોડી પાડો,
વીર-ધર્મના એક ઉપાસક, એક હિંદ ઉદ્ધારો. પ્રભુ.

* ધર્મવીર. x પાન કરીને.

